# સ્વરાજ્ય સંદેશ.

પંડીત મદનમોહન માલવીયાજીનું લકનૌની
ખાસ પરિષદ વખતે અપાએલું
ભાષણ.

તા. ૨૯–૮–૧૭ ના 'હિંદુસ્થાન' ઉપરથી

ધી હોમ રૂલ લીગ ફોર ઈન્ડીઆની અમદાવાદની શાખા
તરફથી તેના મંત્રી રા. રા. લક્ષ્મીશંકર હરીશંકર
જોશીએ છપાવી અમદાવાદમાં પ્રસિદ્ધ કર્યું.

આવૃત્તિ, ૧ લી. પ્રત. ૫૦૦૦. સને ૧૯૧૭.

અમદાવાદ–ખાડીઆમાં ધી હિતેચ્છુ પ્રિન્ટીંગ પ્રેસમાં
હરિપ્રસાદ પિતાંબરદાસ મહેતાએ છાપ્યું.

કીં. ત્રણ પાઈ.

# સ્વરાજ્યનો સંદેશ.

## પંડીત મદનમોહન માલવીયાજીનું વ્યાખ્યાન.

**લખનૌમાં પંડિત મોતીલાલ નેહરૂના પ્રમુખપણા નીચે એકત્ર પ્રાંતોની ખાસ પરિષદના પ્રસંગે સ્વરાજ્યના ઠરાવ ઉપર બોલતાં આપેલું ભાષણ.**

બ્હેનો અને ભાઈઓ ! શું આપ સૌ એમ ઇચ્છો છો કે હુ અંગ્રેજીમાં બોલું ? હિંદુસ્થાનનું સ્વરાજ્ય મેળવવાના સંબંધમાં શું અંગ્રેજીમાં બોલવું જોઈએ ? શું સ્વરાજ્ય મેળવીને પણ આપ અંગ્રેજીમાં કામ કર્યા કરશો ? ત્યારે તો તે ઠીક નહિજ થાય. જો આપ સ્વરાજ્ય કે હોમરૂલ મેળવવા ઇચ્છતા હો તો ઠરાવ કરી દ્યો કે જ્યારે એ સંબંધમાં પરસ્પર વાતચીત કરો, જે માણસો અને બ્હેનો અંગ્રેજી ન ભણ્યાં હોય તેમની સાથે જ્યારે એ સંબંધી ચર્ચા કરો ત્યારે હીંદીમાંજ બોલશો. મ્હારા ભાઈ ગાંધીજીએ મને લખ્યું છે કે આ વખત જેને કોંગ્રેસના પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવે તે પોતાનું વ્યાખ્યાન હીંદીમાંજ લખે અને, અંગ્રેજોને જરૂર હોય તો તેનો તરજુમો અંગ્રેજીમાં કરી છપાય; પણ હીંદીઓને માટે તો તે હીંદીમાંજ છપાય. જો આપના હાથમાં ભાષા સુદ્ધાં નથી તો પછી સ્વરાજ્યનો વિચાર ત્યાગી દ્યો. ભાઈઓ ! જો એજ વિચારમાં બેઠા હો કે સ્વરાજ્ય આમજ મળી જશે, સ્વરાજ્ય આવે છે તો એ મ્હોટી ભૂલ છે. મીસીસ બીસેંટને નજરકેદ કરીને સરકારે જે કર્યું છે તેથી એક વાત તો જરૂર થઈ કે લોકો જાગી ઉઠયા છે. પણ સ્વરાજ્ય લઇ લેવું કાંઇ સ્હેલું નથી. સરકારે મીસીસ બીસેંટને નજરકેદ કરીને મ્હોટી ભૂલ કરી છે તેમની આ પ્રકારે બદનક્ષી કરવી, તેમની સ્વતત્રંતા છીનવી

લેવી એ બહુ ભારે અન્યાય છે; પણ આ વખતે આપણે વિચારવું જોઇએ કે આપણી ફરજ શું છે? જ્યારે અંગ્રેજ લોકો અહીં નહોતા આવ્યા ત્યારે પણ હીંદી લોક રાજ્ય કરતા હતા. પ્રકૃતી હમેશાં પોતાની વાડી લીલી રાખશે. ભારતપર સેંકડો નાદીરશાહી હુમલાઓ થઇ ગયા છતાં તે હજુ કાયમ છે, યુરોપમાં લાખો માણસો કપાઇ ગયાં છે અને કપાય છે છતાં લડાઇ પછી તે કાયમ રહેશે. જયારે રહેવું છે તો વધારે સુખમાં કેમ ન રહીએ? અનુભવથી જણાયું છે કે આપણી ઉપર આપણો પોતાનો બંદોબસ્ત રાખવો એ સૌથી સારી વાત છે. આપણી પંચાયતો હોય એ ઘણી સારી વાત છે. આપણા ઉપર આપણુંજ રાજ્ય બહુ ઉત્તમ ગણાય. આખા જગતમાં આવાજ રાજ્યની સૌ લોકો દાંડી પીટી રહ્યા છે. દાદાભાઇ નવરોજજીએ ૧૮૮૫ ની કોંગ્રેસમાં આ વિચાર ઉપસ્થિત કર્યો હતો કે પ્રજાના પ્રતિનિધીઓ દ્વારા રાજ્ય કરવાની પ્રથાજ રાજ્ય કરવાની ઉત્તમ રીતિ છે. તે સિવાય આપણે સૌ દાસ જેવા છીએ આજ વિષય ઉપર ૧૮૮૬ ની કોંગ્રેસમાં બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ અવાજ ઉઠાવ્યો હતો. ૧૮૮૯ માં મી. બ્રાડલોએ પણ આજ વાત કહી હતી. ૧૯૦૫ માં મી. ગોખલેએ બનારસની કોંગ્રેસમાં પોતાના ભાષણમાં કહ્યું હતું કે દેશનો રાજ્ય કારભાર હીંદીઓના લાભ માટે થવો જોઇએ અને સંસ્થાનોની પેઠે અમે પણ અમારા દેશનો રાજ્ય કારભાર અમારી મેળે કરીશું ૧૯૦૬ માં દાદાભાઇએ કલકત્તાની કોંગ્રેસમાં આ સંબંધી બહુ બહુ કહ્યું હતું. ૧૯૧૬ માં કોંગ્રેસ અને મોસ્લેમલીગે સ્વરાજ્યનો ઠરાવ આ લખનૌ નગરમાંજ એકત્ર અને ઉંચે સ્વરે પસાર કર્યો હતો. અધીકારીઓ અમને પૂછે છે કે 'આ સ્વરાજ્યની માગણી તમે કયારે શરૂ કરી? એ તો માત્ર એક બે વર્ષનીજ વાત છે.' તેમને ત્રીસ વર્ષ પહેલાંની વાત યાદ નથી. ત્રીસ વર્ષથી કોંગ્રેસવાળાઓ એ માગણી કરવાના ગુન્હેગાર છે. અધીકારીઓની નજરમાં આ ગુન્હો છે; પરંતુ અમે એને દુનિયાની સેવા સમજીએ છીએ. દુનિયાની સેવાનો એ મંત્ર છે. વિલાયતવાળા કહે છે કે પ્રજાના અભિપ્રાય

પ્રમાણેનું રાજ્યજ સર્વ રાજ્યકારભારોમાં ઉત્તમ રાજ્યકારભાર છે. આ સર્વનું તત્વ એ છે કે સર્વથી ઉત્તમ રાજ્ય એકજ પ્રકારનું છે, અને તે પ્રજાના અભિપ્રાય પ્રમાણેનું રાજ્ય છે. પ્રજાના અભિપ્રાય પ્રમાણેનું રાજ્ય હોય તેના કરતાં કોઈ પણ ઉત્તમ રીતે ઇશ્વરની સેવા થઈ શકે નહિ. હવે તેના વિના કામ ચાલી શકે તેમ નથી. ઘણા દિવસોથી કોંગ્રેસ કાઉન્સીલો સુધારવા માટે પોકાર કરી રહી છે. મ્હારો પંદર વર્ષનો અનુભવ છે કે કાઉન્સીલમાં હીંદી પ્રતીનીધીઓ રહે છે તે માત્ર બોલવાનેજ ખાતર. આપને શું ખબર કે ત્યાં શું થાય છે? હમે લોકો નમ્રમાં નમ્ર વચનો કહીએ છીએ; માથાફોડ કરીને ઠરાવો મૂકીએ છીએ; પરંતુ સરકારી સભાસદોની બહુમતીના કારણથી 'યસ'—'હા'નો અવાજ તો બહુજ ધીમો કાને પડે છે. પરંતુ 'નો'—'ના'નો અવાજ તો બહુજ ભેદક હોય છે. એ અવાજ હૃદયના ટુકડે ટુકડા કરી નાખે છે. કેટલીએ વખત મ્હેં મ્હારા મિત્રોને કહ્યું કે મ્હને કાઉન્સીલ છોડી દેવા દ્યો. પરંતુ ત્હેમણે મને રજા આપી નહિ. હીંદ સંરક્ષણ કાયદો અમારા [illegible]—અમારી સ્હામેજ પસાર થયો. અમે ઘણું કહ્યું, પણ અમારૂં કહ્યું જરા પણ મનાયું નહિ. તે પછી શું બને છે? અમારા ભાઈ મહમદઅલી અને શઉકતઅલીનેજ નજરકેદ કરવામાં આવ્યા. કાંઇ ખબર નથી કે તેમનો શો ગુન્હો હતો. જ્યાં સુધી તેમનો ગુન્હો નથી ત્યાં સુધી આપણે માનતા નથી કે તેઓ ગુન્હેગાર છે. ૩૧ વર્ષ સુધી કોંગ્રેસ પણ નમ્ર શબ્દોમાં કામ કરતી રહી, નમ્રમાં નમ્ર ભાષા વાપરતી રહી—જેવી આપણા સભાપતિ (પં. મોતીલાલ નહેરૂ)ના ભાષણની તોળેલા શબ્દોની ભાષા છે તેવી ભાષા. એક શબ્દ આમ નહિ અને એક શબ્દ તેમ પણ નહિ. એવીજ ભાષામાં વાઈસરૉયની ધારાસભાના ૧૯ સભ્યોની સુધારા સંબંધી યોજના લખવામાં આવી. અમને તો નમ્ર શબ્દો વાપરવાની ટેવ પડી ગઈ છે; પણ હવે તે ચાલે એમ નથી. જો કોઈ એમ વિચારે કે એમના કાનમાં કહેશો ત્યારે એ સાંભળશે તો તેમાં આશ્ચર્યજ શું છે! આશ્ચર્ય તો એ છે કે હજી પણ નમ્ર શબ્દો વાપરવાનું કહેવામાં આવે. આ વખતે

ડંકો વગાડીને કહેવામાં આવે છે કે યુરોપનું આ પ્રચંડ યુદ્ધ સ્વતંત્રતા અને ન્યાયનું યુદ્ધ છે, જેને પરિણામે ન્હાની મ્હોટી સર્વ પ્રજાઓ સ્વતંત્ર રહી શકે અને પોતાની ઉન્નતી કરી શકે. અમે લોકો તો ત્રીસ વર્ષથી એને માટે પ્રયત્ન કરી રહ્યા છીએ. જે ઇંગ્લાંડ એક અન્ય રાજ્ય–બેલજીયમની સ્વતંત્રતા પાછી સ્થાપવાને પોતાના લાખો માણસો કપાવી રહ્યું છે, તે જેને ત્યાંના લોકો 'સહયોગી પ્રજા' કહીને સંબોધે છે એવા અમે તેનો ન્યાય શું નહિ કરે? વળી આપણા હિંદી ભાઇઓએ તેમની પેઠે જ પોતાનાં લોહી વહેવરાવ્યાં. શું લડતી વખતે ગોરાઓનું લોહી સફેત અને હિંદીઓનું લોહી કાળું વહ્યું હશે? શું દુશ્મનોએ તેઓ ગોરા હોવાને લીધેજ તેમને જીવ જતાં સુધી ઓછી પીડા કરી હશે? વિલાયતી બ્હેનો પેઠે અમારી લાખો અને હજારો બ્હેનો પુત્રહીન અને પતિવિહીન થઇ વળખાં નથી મારતી? અહીંના અને ત્યાંના સઉ વાહવાહ કરે છે અને કહે છે કે 'ખુબ લડયા.' આપણે પણ સમજ્યા કે આપણા દિવસ આવ્યા. છતાં તેવે વખતે પણ આપણે આપણી નમ્રતા તજી નહિ. જ્યારે આયર્લેંડ અને પોલેંડે કહી દીધું કે, "હોમરૂલ મુકી દ્યો નહિ તો ઠીક નહિ થાય! ત્યાં સુધી અમારો તમારો કાંઈ પણ સંબંધ નહિ અને અમે તમારા સાથી નહિ. એવું કામ જ્યારે કરી આપશો ત્યાં અમે તમારા સાથમાં રહીશું." પરિણામ એ આવવું જોઈતું હતું અમારા સંબંધમાં ન્યાયથી વિચાર કર્યો હોત. અમારી સત્યતા અને નમ્રતાનું ફળ વધારે મળવું જોઈતું હતું. દિલગીરીની વાત છે કે અધિકારીઓને એવી તક મળ્યા છતાં તેમણે અમારી તરફ જોયું નહિ; અમારો વિચાર કર્યો નહિ. એ કામ એમણે ઠીક કર્યું નહિ. અમારી માગણીઓના સંબંધમાં તેમણે જવાબ આપ્યો કે 'શું તમારૂં મગજ એટલું બધું વધી ગયું? સ્વરાજ્ય મળવું જોઈએ! છી! પ્રલય આવી જશે, ગજબ થઇ જશે.' જ્યારે મગજમાંથી અક્કલ ચાલી જાય છે ત્યારે આવુંજ થાય છે. પરમાત્માની ખાતર પણ સત્ય અને નમ્રતાનો જરાપણ વિચાર કર્યો નહિ. અમે એમ નથી ઇચ્છતા કે અંગ્રેજી રાજ્ય નીકળી જાય! અમે તો કહીએ

છીએ કે બ્રિટિશ મહારાજ્યમાં અમારૂં પણ રાજ્ય હોય. આ વખતે ઇંગ્લાંડને મિત્રતાની જરૂર પડી છે. આગળ જતાં અમને પણ મિત્રતાની જરૂર પડશે. વિલાયતની મિત્રતા અમારી બન્નેની ફરજ ઉપર નિશ્ચલ થશે. જો તેઓ આ વખત પોતાની ફરજ અદા નહિ કરે તો કહેવું પડે છે કે અત્યાર સુધી જે નભ્યું તે ઠીક નભ્યું; પણ હવે નભે એમ લાગતું નથી. વિલાયતવાળાઓ સાત્વિક ભોજન લેતા નથી. તેમના સ્વભાવમાં ઉંડાપણું બહુ ઓછું છે. એશીઆઇ મગજોમાં ઉંડાપણું છે. ત્યાંવાળાઓ ઉપર નમ્ર વાતો અસર કરી શકતી નથી. હવે એ આશા છોડી દ્યો કે એ લોકો સીધી વાતો સાંભળીને સ્વરાજ્ય આપી દેશે. એટલા માટેજ કહીએ છીએ કે આ રીતે કામ પૂરૂં થવાનું નથી. હવે આપણે પણ ગરમ થઈને કહેવું પડશે અને ત્યારેજ તેમને અસર થશે. આપણા સામાવાળાઓ કહે છે કે પ્રજા આ યોજનામાં સામીલ નથી. આપણે બતાવવું છે કે આપણે બધા—નાના મ્હોટા, ગરીબ અમીર, ભાઇ બ્હેન, ઘરડા બાળકો, પુરૂષો અને સ્ત્રીઓ બધા એકજ મતના છીએ. આપણે દેશને ખુણે ખુણે સ્વરાજ્યનો અવાજ મોકલવો પડશે. ફ્રાન્સ અને ઈંગ્લાંડવાળા એક બીજાથી ભિન્ન હોવાથી અને જુદા જુદા સ્વરાજ્ય ભોગવનારા હોવાથી એક બીજાના દેશની દવાઓ ખાતા નથી; પરંતુ આમારા દેશમાં બધા દેશોની દવાઓ છ છ મહીના સુધી પડી રહે છે અને વગર વિચારે ખવાય છે; અને તેમ છતાં આપણને આશ્ચર્ય થાય છે કે આપણા આટલા ભાઇઓ કેમ મરે છે.

હિંદી અધીકારીજ પોતાના દેશની ઉન્નતિપર ધ્યાન આપી શકે છે, બીજો નહિ. જે અંગ્રેજ પહેલ વહેલો હિંદુસ્થાનમાં નવો જ આવ્યો હોય, જે પહેલાં કદી પણ અહીં ફરકયો ન હોય, જે પોતાના હોદ્દાની ઉન્નતિ કરી પેન્શન લઇને ચાલ્યા જવાનો વિચાર કરતો હોય, તે હિંદુસ્થાનની ઉન્નતિના સંબંધમાં શું કરી શકશે ? હા બધાએ એવા નથી હોતા. મી. હ્યુમ અને સર વિલિયમ વૅડરબર્ન એવા નથી; પરંતુ એમના ઉપરાંત બીજા એવા કેટલા છે ? જાપાનનોજ દાખલો લ્યો. ત્રીશ વર્ષમાં તેમણે કેળવણી

સંબંધી ઉન્નતિ એટલી બધી કહી દીધી છે કે ૧૮૭૩ માં કેળવા- એલાઓની સંખ્યા ત્યાં ૨૮ ટકા હતી તે ૧૯૦૩ માં ૯૦ ટકા થઈ હતી. અહીં બહુ તો ૧૯ ટકા પણ કેળવાએલા માણુસ મળવા મુશ્કેલ છે. રૂશો–જાપાન લડાઈ પછી રૂશીયાએ એજ કહ્યું હતું કે કેળવણીની ખામીને લીધે અમે હારી ગયા; અને ડયુમાએ તે વર્ષથી કેળવણી માટે પુરેપુરો ઉદ્યોગ કરવા માંડયો. અમારા ભાઈ ગોખલેનો કેળવણી સંબંધી ઠરાવ પસાર ન કર્યો. પછી અહીં કેળવણી કયાંથી વધે ? ઉન્નતિનો આ માર્ગ લેવામાં ન આવે અને કરનારા જે કાંઇ કરે તે ઉપર ધ્યાન પણ દેવામાં ન આવે. અમે એમ નથી કહેતા કે કાંઇ નથી કર્યું. પણ કેળવણીના સંબંધમાં જે કર્યું છે તે બહુજ ઓછું છે. જાપાને ત્રીશ વર્ષમાં આટલી વૃદ્ધી કરી તો અમે પણ ત્રીસ વર્ષમાં તે કરી શકીએ એમ છીએ; પરંતુ અમને અમારો વહીવટ કરવાનું સોંપવું જોઇએ. હિંદુ અને મુસલમાનોના વખતમાં શું આ વાત નહોતી ? મ્હોટા મ્હોટા યોગ્ય પુરૂષોજ રાજકાજ સંભાળતા હતા. મુસલમાનોના રાજ્યમાં રાજા માનસીંહ હાકીમ–સુબા હતા; અને રાજા ટોડરમલ અર્થમંત્રી–મહેસુલ ખાતાના ઉપરી હતા. કહેવામાં આવે છે કે મુસલમાનો કટ્ટર કર- વામાં ધીમા હતા; પણ જણાય છે કે કોઈ પણ પ્રકારના ભેદભાવ વગર ઉંચામાં ઉંચા હોદ્દાઓ ઉપ હિંદુઓની નીમણુક કરતા હતા આજ હીંદીઓને કલેક્ટર કે કમીશનરના હોદ્દા મળવા મુશ્કેલ છે. વિલાયતવાળાઓ તો લંડનમાંજ સીવીલ સર્વિસની પરીક્ષા આપે પરંતુ અહીંવાળાઓએ ઘોડાદોડની એ શરતમાં અહીંથી ત્યાં દોડી જવું જોઇએ. પરિણામ એ આવે છે કે આ કરોડો રૂપિયાની ૧૪૭૮ નોકરીઓ માટે ૧૯૧૭ ની ૧ લી એપ્રીલે માત્ર ૪૬ ભારતવાસી હતા. હોવું તો એ જોઈતું હતું કે ૧૪૬ અંગ્રેજ હોત અને તે પણ યોગ્ય હીંદીઓ ન મળી શકયા હોત ત્યારે. ન્યાયનું પલ્લુંજ ઉલટી ગયું. ૫૦ વરસ સુધી દાદાભાઇ એજ પ્રયત્નમાં મંડી રહ્યા કે સીવીલ સર્વિશની પરીક્ષા અહીં લેવાય; પરંતુ અફસોસ કે તેઓ ચાલ્યા ગયા છતાં પરીક્ષા અહીં

જ થઇ. સીવીલ સર્વિસના રીપોર્ટમાંથી તો પ્રભૂજ બચાવે. અમને આશા નથી કે જ્યાંસુધી કાઉન્સીલોમાં અંગ્રેજોની બહુમતી રહેશે ત્યાં સુધી કાંઇ પણ થઈ શકશે. સૈન્યની વાત સાંભળો. અમારા હીંદી ભાઈઓ ભાતનું ઓસામણ પીને લડયા છે. સીખ, ગુરખા, પઠાણ આગળ વધીને લડયા છે, પણ તેમને માટે ઉંચાં પદ નહિ, કમિશનો નહિ. (આ ભાષણો પછી હીંદીઓને કમિશન્ડ હોદ્દાઓ આપવાનું જાહેર થયું છે.) હજુ સુધી આ ગજબ અન્યાય કાયમ છે ૧૮૮૫ થી કોંગ્રેસ આ બાબત પર જોર કરી રહી છે. પણ ધીરજ રાખવાનુંજ કહેવામાં આવે છે. આપણાં માન તો જૂઓ કે કવેટામાં લશ્કરી શિક્ષણ મેળવવાને એક ઓસ્ટ્રેલીઅન જઇ શકે પણ હીંદી નથી જઇ શકતો. આપણે ઉંચાં પદોને માટે તલશીએ અને બીજા લોકો તે લઇ જાય. આ કયાંનો ન્યાય કહેવાય ? આ અન્યાય તો ગજબ છે અને હજી સુધી ચાલુ છે. સૈનિકોની ભરતી કરવાને સરકારી કમિટિઓ બનાવવામાં આવી છે. જો ઉત્સાહ ઉત્પન્ન કર્યો હોત, અન્યાયની રાજનીતિથી વર્તન ન કર્યું હોત તો લોકો પોકારી પોકારીને સૈનિકો બનત. આથી દશગણા અને વીશગણા ફોજમાં જાત.

અમને પોતાને અખત્યાર મળ્યા સિવાય આ પહાડ જેવા અન્યાયો દૂર થઇ શકે એમ નથી. આ ધનહીન દેશનો કાચો માલ બીજા દેશમાં ચાલ્યો જાય છે. મજુરોને પેટ ભર્યું ખાવાનું મળતું નથી, શરીર ઢાંકવા કપડાં મળતાં નથી અને તેમ છતાં જકાત ભરવી પડે છે. આ બધું એટલા માટે કે જો હીંદીઓની પ્રતિષ્ઠા વધતી જશે તો અંગ્રેજોની પ્રતિષ્ઠાને હાનિ પહોંચશે. અંબાડા, ચામડાં અને તેલનાં બીઆ જાય છે. અને તેથી સોળ ગણા ભાવે અમે વાર્નીસ અને બાજી ચીજો ખરીદીએ છીએ. એથી જણાય છે કે માત્ર સ્વરાજ્યજ ઉન્નતિનું મોટું સાધન છે. લાખો બાળકો મરે છે અને તેમને માટે કાંઇ પણ બંદોબસ્ત કરી શકતા નથી. અમે કહીએ છીએ કે અમારા વહીવટમાં અમને પણ સાથે રાખો, અમારી બુદ્ધિની પણ અજમાયશ કરી લ્યો. અમારે તમારો આવો વહીવટ નથી જોઇતો. ઇશ્વરને ખાતર આ વહીવટ બંધ કરો. મી.

ગોખલે અને મી. દાદાભાઇ જેવા મગજફોડી કરે, વખત બગાડે ને તમે કાંઈ પણ સાંભળો નહિ ! આ પ્રકાર બંધ કરો; પહેલાં કોંગ્રેસની યોજનાનો સ્વીકાર કરો. અત્યાર સુધી અમે નમ્રતાથી કહ્યું, પણ હવે તેમ કરવાથી ફાયદો નથી. હવે જોર શોરથી અવાજ ઉઠાવવો પડશે. મા અને બ્હેનો પણ જાણે છે કે, જ્યાં સુધી બાળક ધીમું ધીમું રડે છે ત્યાં સૂધી કોઈ ધ્યાન આપતું નથી, જરા બાંટા પાડે કે કંઈક ધ્યાન અપાય છે અને જો તેણે લાતો મારવી શરૂ કરી તો તેની માગણી તરતજ પૂરી કરવામાં આવે છે. અંગ્રેજ લોક ઠંડા પ્રદેશના રહેનારા છે, તેમનાપર નમ્ર રીતની અસર થતી નથી. તેઓ સમજે છે કે કોંગ્રેસ એકજ દિવસનો મેળાવડો છે, પછી લોકો પોતપોતાના ઘરનો રસ્તો લે છે. પણ હવે તેમ નહિ થાય.

અમે મદદ કરીએ છીએ તે પણ માનવામાં આવતું નથી. અરે ! અમે ભીખ માગીએ છીએ કે અમારો પણ એક પ્રતિનિધી સામ્રાજ્યની કોંગ્રેસમાં રાખવામાં આવે. આ બધી કસુર અમારી છે. ૧૮૮૬, ૧૮૮૭ અને ૧૮૮૮ માં જે જોશથી કામ થતું હતું તે જોશથી અમે કામ ના કર્યું. નહિ તો આ વખત અમારી આ દશા ન હોત. એક ન્હાનામાં ન્હાનો બે કોડીનો અંગ્રેજના ન્હેરાવાળો મનુષ્ય અમને ધિક્કારની નજરથી જૂએ છે ! જો અમારામાં શરમ હોય તો એવી કોશીશ કરવી જોઈએ કે આ સ્થિતિમાંથી છુટકારો થાય. કહેવામાં આવે છે કે શું કરીએ, કામ કરવાની હદ શી છે ? આપણે ઠરાવોને પ્રયત્નની હદ બનાવવા માગતા નથી. નેમ પુરી કરવી એ પ્રયત્નની હદ હોવી જોઇએ. હાની લાભનો વિચાર ના કરો ! વ્યક્તિઓની ચિંતા છોડી દ્યો. ઇશ્વરનું નામ લઇને દેશ અને જાતીને માટે સીધે રસ્તે ચાલ્યા જાઓ. રસ્તો સાફ હોય તો ઠીક છે; નહિ તો મુશીબતો પડે તે પણ મુબારક છે. પરંતુ દુશ્મનોની સ્હામે આપણી બદનક્ષી ન કરાવો ! પ્રતિજ્ઞા કરો કે, સ્વરાજ્યની નેમ ઘેરેઘેર અને ખુણેખુણે ફેલાવીશું. કોંગ્રેસ, કૉન્ફરન્સ અને લીગોને જોખમાં મૂકો, આવો અને કામમાં મદદ કરો. પ્રજા અને દેશના નામ ઉપર બીક મનમાંથી કાઢી નાખો.

એવી રીતે કાઢી નાખો કે જેવી રીતે દુધમાંથી માખી કાઢી નાખવામાં આવે છે. જેવા તમે આગળ વધવા માંડશો કે વિરોધીઓ રસ્તામાંથી ભાગવા માંડશે. તેઓ રસ્તો સાફ કરી દેશે. મુશીબતો વેઠયા વિના કામ થવાનું નથી. આરામથી બેઠા રહી પત્રો મોકલ્યાથી સ્વરાજ્ય મળી જવાનું નથી. અંગ્રેજ કોમ અમારા ઉપર જરૂર હુકમત કરે છેજ, પણ જ્યાં સુધી અમે તેમને વિશ્વાસ કરાવીશું નહિ ત્યાં સુધી તેમના પર અસર થવાની નથી. અમારા દેશના કેટલાક અંગ્રેજો કહે છે. ' પંડીત ! સ્વરાજ્ય લેશો ? ' તેઓ હસે છે, મશ્કરી કરે છે. સ્વરાજ્ય લઈશું અને બતાવી આપીશું કે આમ લેવાય છે. પણ તે સર્વને માટે આપણે લોકોએ કામ કરવું પડશે. એ કામ સહજસાજમાં પુરૂં નહિ થઇ જાય. કેટલાક કેળવાએલાઓ કહે છે કે અંગ્રેજો ચાલ્યા જશે તો ? આપણે કહીએ છીએ કે આપણે તેમને એમ કયાં કહ્યું છે ? અને શું ભારતવર્ષ ઉપર આપણા હીંદીઓ રાજ્ય નથી કરતા ? પછી ? આપણું કહેવું તો એમ છે કે અમને ન્યાય આપો; પણ ઇમાનદારી, ગૃહસ્થાઇ અને સત્યતાની સાથે સાથે શરત છે. જો અન્યાય કરવામાં આવશે, જો અમારી તરફ ધિક્કારની નજરથી જોવામાં આવશે તો અમે પણ ધિક્કારની નજરથી જોઇશું. જો અમારી બદનક્ષી કરશો તો અમે પણ બદનક્ષી કરીશું. અમે લડવા ઇચ્છતા નથી. અમે એવી રીતે કામ નહિ કરીએ. જો અમારામાં યોગ્યતા હશે તો ૨૪ માસમાં અમે અમારી નેમ પૂરી કરીશું. જો રૂશીઆના ખેડુતો, ફીલીપાઈનો અને જાપાનીઓ સ્વરાજ્યને યોગ્ય છે તો અમે પણ યોગ્ય છીએ. અરેરે ! કેટલો અન્યાય છે કે પ્રાચીન સંસ્કૃતિના માલીકો હિંદુઓ અને મુસલમાનો સ્વરાજ્યને યોગ્ય નથી ! વિચાર કરી લ્યો, પ્રતિજ્ઞા કરી લ્યો કે ગામે ગામ ઘૂમીને ઘેર ઘેર સ્વરાજ્યનો અર્થ સમજાવી દઇશું; અને બતાવી દઇશું કે એના વગર ચાલે તેમ નથી. જો સ્વરાજ્ય મેળવવું હોય તો એ પણ સમજવું જોઇએ કે જેટલું અંગ્રેજ અધિકારીઓને માન આપો છો તેટલુંજ માન હીંદી અધિકારીને આપવાની જરૂર છે; ઉપરાંત તેના કામમાં અંતઃકરણપૂર્વક મદદ કરો. આપણું કામ શરૂ કરી દો. મોહલ્લે મોહલ્લે

ઘેરે ઘેરે ચર્ચા ફેલાવી દ્યો. બીકની વાતજ નહિ. બીકને તો સાપની ફેંચળી નાખો. ડર માત્ર ઈશ્વરનો. કોઈ પણ મનુષ્યનો નહિ. ન્યાય અને સત્યનો, અન્યાયનો નહિ. પ્રભૂને ખાતર તમને પોતા અયોગ્ય ન માનો. એવો વિચાર સરખો પણ ન કરો. જો આ લોકો પોતાનું કાર્ય શરૂ કરી દેશો—અંતઃકરણપૂર્વક શરૂ કરી દેશો તો લડાઇ પૂરી થયા પછી બાર માસમાંજ સ્વરાજ્યનો પહેલો હિસ્સો આપણે લઇશું. (અહીં દાદાભાઈના ૧૯૦૬ ની કોંગ્રેસના સ્વરાજ્ય વાળા ભાષણમાંથી કેટલાક ફકરા પંડીતજીએ વાંચ્યા હતા.) આ વખત કલકત્તાની કોંગ્રેસ બહુ મ્હોટી થશે, અને અસંખ્ય વક્તાસનો પ્લેટફોર્મ થશે; અને એ વક્તાસનો ઉપરથી સભાપતિનું વ્યાખ્યાન વંચાશે. ગાંધીજી પ્રયત્ન કરે છે કે તેજ દિવસે દરેક જીલ્લામાં કોંગ્રેસની એક એક દરબાર ભરાય અને તેમાં સર્વ કેળવાએલા અને વગર કેળવાએલા ઢેડ ભંગી વગેરે સર્વ લોકોને એકઠા કરવામાં આવે અને સભાપતિનું વ્યાખ્યાન તેમને દેશી ભાષાઓમાં વાંચી સંભળાવવામાં આવે; અને સ્વરાજ્યનો ઠરાવ પણ સંભળાવવામાં આવે. તે વખતે આખા દેશ તરફથી કહી દેવામાં આવે કે 'હવે સ્વરાજ્ય આપો.' ત્યારે વિલાયતવાળા પણ જાણે કે ના! હવે આ લોકો સ્વરાજ્ય માગે છે. આપણા પ્રયત્નો જોઇ સરકાર જાણી લે અને સ્વરાજ્ય આપવા તૈયાર થઈ જાય.

